श्री

# सदेवंत–सावळींगा.

## નાટકના ગાયનો.

શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપની
માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.
રાવલ. શીવશંકર રામચંદ્ર.
શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપનીના
માલીક.

સુરત. "દેશી મીત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં
મગનલાલ કીકાભાઈએ છાપી.

સને ૧૯૦૬ સંવત ૧૯૬૨

કિમ્મત બે આના.

# સદેવંત સાવલીંગા નાટકની વાત જગ જાહેર છે તોપણ ટુંક હકીકત.

સાત જન્મના આપીત. સદેવંત સાવલીંગા—કનકપુરના મહા રાજા શાલીવાહનને ત્યાં સદેવંતનો જન્મ થાય છે તેમજ તેજ સહેરના નગરશેઠ પદમાશાને ત્યાં સાવલીંગાનો જન્મ થાય છે આ જોડું પુર્વાનુરાગે પ્રીતીવશ થાય છે સાત જન્મના વિયોગી સદેવંત સાવલીંગાનો નિશાળમાં પ્રેમ બંધાય છે સાવલીંગાના વીવાહ એક મુર્ખ રૂપાશા નામના ગાંડીયા વાણીયા સાથે કરેલ છે પણ લગન વખતે સાવલીંગા ચતુરાઈથી પોતાની દાસીનાં લગ્ન રૂપાશા સાથે કરાવી પોતે મનથી માનેલા સદેવંત કુંવરનેજ વરવાની પ્રતીજ્ઞાથી કુંમારીજ રહે છે તોપણ રીવાજ પ્રમાણે સાસરે જવું પડે છે ત્યાં સાત જન્મના પતી સદેવંત કુંવરનીજ મળા જપતી સાવલીંગા ત્યાંના રાજા વીરમદેવની કનકાવતી નામની પુત્રીને મળેછે. અને વીરમદેવને પૂર્વની વિયોગી દંપતીની ખબર પડતાં સાવલીંગાને સદેવંત કુંવર સાથે પરણાવી સાત જન્મના વિયોગી દંપતીનો સંયોગ કરાવી પ્રેમની સજ્જડ સાંકળથી બાંધવ સ્વયંવરથી હસ્તમેળાપ કરી દે છે. અહીં ખેલની સમાપ્તી થાય છે.

# મુખ્ય પાત્રોના નામ.

સદેવંત—શાલીવાહન મહારાજનો પાટવી કુંવર સાવળીંગાનો પતી

શાલીવાહન—કનકપૂરનો રાજા

પદમાશા—નગરશેઠ

મોતીશા—ચંપાપુરનો ગ્રહસ્થ વણીક

વીરમદેવ—ચંપાપુરનો રાજા

રૂપાશા—મોતીશાનો પુત્ર

વાલીયો—એક હજામ કનકપુરનો

સાવળીંગા—પદમાશાની પુત્રી

લંવીંગા—તેની દાસી

કનકાવતી—વીરમદેવની પુત્રી

તે સિવાય—વાણીયણો–વાણીયા–બ્રાહ્મણ–મહેતાજી–નિશાળીયા–કાણીયો–જોગીયો–સિપાઇ–ચોપદાર વીગેરે



# સદેવંત અને સાવલીંગાના નાટકનાં ગાયનો.

તમામ પાત્રો—　　　　　　　　　　　　૧

આર્ય જનો આ અરજ હમારી એક ચિત્તથી શ્રવણ કરો.
નર નારીની પ્રીત પ્રમાણો દંપતી સુખને મન જાણો.
સદેવંત સાવલીંગા નાર તે બંનેનો સઘળો પ્યાર.
તત્વ થકી શોધીને સાર દેશી ભાઇયો ગ્રહણ કરો.
વેમ ન લાવો નારી તણો પ્યારી પર લાવો પ્યાર ઘણો.
ઇશ્વર આપે જેવી નાર તે સંસાર ગણો સુખ સાર.
અવર ગણો ભગની સમ ચાર શાસ્ત્ર વચનને યાદ કરો.

મેહેતાજી—　　　　　　　　　　　　૨

શાલીવાહન નૃપતી જય જય થાજો સદા ભુપ નારી.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલક લેજો આશિષ આજે સ્વીકારી.

સાવલીંગા—　　　　　　　　　　　　૩

હું થૈ વરવાને યોગ્ય પીતાજી પ્યારારે.
નથી કરતા હજુએ લગન મુરત જોઇ મારારે.

મુજ માતા પીતા છે નમેર કાંઇ નવ જાણેરે.
વળી વણિક જાતીની રીત પ્રમાણે ચાલેરે.
એ જુની પડેલી રીતથી સૌ ચાલેરે.
પણ કરે ન કાંઇ વિચાર બાળા ભવ બાળેરે.
હું ચંચળ અબળા રૂપ ગુણથી પૂરીરે.
તેને કુરૂપડો સ્વામીન રહી ન અધુરીરે.
પણ બેટીને વળી ગાય દોરે ત્યાં જાયરે.
શું ચાલે તેનું જોર કહી ન શકાયરે.

જોગી— ૪

ગાઓ મનવા ગુણ હરિના છોડ દીયોને ઠગાઇરે.
રાગ દ્વેશ દીલમાં નવ લાવો કામ ક્રોધને જાણોરે.
જમડા જલદીથી લઇ જાશે માટે ન મમતા તાણો.
કાયા માયા જુઠી જાયા સગાં ન કોઇ વિચારોરે
બંધન કારી આ સંસારી લોક તજો ભવ ટાળોરે.

સાવલીંગા— ૫

જોગી ઉભોછે બહાર ભીક્ષા લેવાને રે.
અલેક પુકારે આંગણે મારે.
જલદી એ ભીક્ષા લેવાને ધારે.
ગાય હરિગુણ તે વારે વારે.
મોટા પુરૂષ કોઇ એ મને લાગે.
દરસન કરતાં દુઃખ સહુ ભાગે.
યમપુરી સહેજે નિવારે.

સાવલીંગા— ૬

ગુરૂ મહારાજ લાગું પાય તમે મોટા યોગી મહારાજ.
લીયો ભીક્ષા કૃપા કીજે અભય મુજને હવે દીજે.

**જોગી**—નહીં ભીક્ષા લઉં નારી ઢાંકેલું મુખ નીહાળી.
ખુલ્લું મ્હોઢું બતાવોને પછી ભીક્ષાજ આપોને.
**સાવલીંગા**—અરે તું બોલ વિચારી લે ભીક્ષા તું ભીખારી.
**જોગી**.........ભીખારી ના કહે મુજને કરૂં બેહાલ હું તુજને
**સાવલીંગા**...લંગોટા નીર્લજ્જે ના થા લઇ ભીક્ષાને તું તોજા.
**જોગી**.........જોબન તારૂં બહુ દેખી આશક હું તો થયો પેખી.
**સાવલીંગા**...વિચારી બોલ્ય તું ખાખી જટા હું નાખું વિખારી.
**જોગી**.........ભલી થા તું મુજે પ્યારી જોબનનું દાન દે નારી.
**સાવલીંગા**...નફટ તું ના કહે એવું જોબનનું દાન તે કેવું.
**જોગી**.........ડરૂં ના કોથી સાવલીંગા મરૂં પણ છોડું તુજને ના.
**સાવલીંગા**...પીતા મારાને કહેશું વાત થશે તારા હવે બેહાલ.
**જોગી**.........સદેવંતને કહું હું આજ લઇ તુજને કરે સુકાજ

**સાવલીંગા**— ૭

અરે બાવાજી મુખ મારૂં કદી જોયું નથી કોઇયે એ માનો નકી.
મુખ મારૂં જોયાથી મુર્છા થશે શુધ્ધ બુધ્ધ બાવા તમારી જશે.
તમારો આગ્રહ છે જોગી બહુ ધર્મને અર્થે ના કહું ના સહું.
લીયો મુખ મારૂં બાવાજી જુવો આપું છું આ તમને તે ભીક્ષા લીયો.

**બાળી**— ૮

અહોરે નણદી સાવલિંગા તમે ઘણું કહી થાકી ગયાં છી અમે.
પડયો બાવો મુર્છાથી શું રે કર્યું નાંખી મોહની જેથી આવું થયું.
માર્યો જોગી અબધુત પલ એકમાં, કુડું કર્મ કીધું તમે છેકમાં,
પીતાને ઘેર રહી આવું કરે, જરાએ શંકા બીક નાહીં ધરે;
જશે લાજ પીતા તમારા તણી, કુંવારા રેશો પરણશો નાં ધણી.

૯

સાવલીંગા—કુડું આળ મુકે તું ભાભી મને શરમતો નથી બોલતાંરે તને
મુવો જોગી મુખ દેખીને માહરું, પડયો ધરણીમાં ઢળી હું શું કરુ
માર્યો હશે મેંતો શીવ જાણે છે બીજો સાક્ષી મારો હવે ભાણુછે
કેડો કેમ મારો તું મુકે નહીં કહું ભાઇ મારાને જાણે સહી.
જેવી છું તેવાં સર્વને ભાળે છે વ્યભિચારણી તું નકી લાગે છે.

૧૦

ભાભી—અરે નણદી આ કર્યું કુડું કાજ ઇજત જશે આપણીરે,
વળી વગોવાશું ગામેરે ગામ ધિઃકાર તને પાપીણીરે.
તુને છુટ ઘણી પડી છે ધીઃકાર,
તેમાં સારું નહીં કહેવાય આવાર;
શેઠ પદમશા રાજ્ય કારભાર,
ભાઇ તમારો કહેવાય ફોજદાર.
આવો કરશો જો હમેશાં વિચાર,
નક્કી કુંવારાં રેશો નિરધાર.

૧૧

સાવલીંગા—હાય હાય તું નફ્ટ ને નમેર, કલંક શીર મારે ધર્યું
મુજ ઉપર કર્યો છે કાળો કેર, આવું બોલતાં નાહીં ડરેરે
તુંતો નીચ કુળ તણી છેરે નાર,
તારા પીતાનો જોયો છે મેં વહેવાર;
તારી જીભ તો કપાતી નથી કેમ,
લુચ્ચી કેમ લાવે મારા વિષે વ્હેમ,
સુર્ય સાક્ષી વળી મારો ઇષ્ટ દેવ,

કરૂં નહીં કદી વ્યભિચારી રીત;
જાતું જાતું હવે આહીંથારે દુર,
નિચ લુંડી હરામી પાપીણી કુર.

૧૨

પાડોશણો—આશું આશું બોલે સાવલિંગા વેણુ બોજાધને ન કેવું ઘટેરે,
અલી બોજાધનું તો છે દુઃખદેણુ નણંદસાસું નહીં ઘટેરે
ઉઠો ઉઠોને શું ઝગડો કરાય
એમાં ઇજત બંનેની જાય.
ઘર તમારાની કરે કોઇ વાત.
તેમાં વાગોવાશું વાણીયાની જાત.
બોલો હવે તો તમે મારા સોગન
રમો જમો હસો આઓને પ્રસંન.

૧૩

જોગી—સુનો સદેવંત રાય. રાય. અબતો બાતાં મેરી.
ઇસગલીયનમેં રહે પદમાશા બેપારી ધનપાલ. પાલ.
લડકી ઉસકી હે સાવલિંગા અખિયાં લાલ ગુલાલ. લાલ.
બદન મનોહર ચંપા કલીયાં દાડમ દંત તમામ. મામ.
હંસ ગતી મૃગ લોચની જાણો ચાલે હંસ સમાન. માન
ચંદ્રમાં જૈસા મુખ દેખકે સબ હોવે બેહાલ. હાલ.
સારી જહાનમેં નહીં હે એસી કરૂં સદેવંત ખ્યાલ. ખ્યાલ

૧૪

સદેવંત—મળે કેવી રીતે બતાવો તમે, કહો ને ગુરૂજી કરીયેં અમે,
હવે જ્યારે દેખીશું દ્રષ્ટી થકી, થશે સુખ મુજને માનો નકી

મરું ઝેર ખાઇ મીલે નહીં નાર, ફના સર્વ રાજ્ય કરું એકવાર

૧૫

જોગી—નિશાળે સાવલિંગા નિત્યે જાય છે હમેશાં મધુરાં ગીતો ગાય છે
તમે તો તહાં નિત્ય જાયા કરો ખરો સ્નેહ થાવા હ્રદયમાં ધરે
પરસ્પર સંબંધ બાંધ્યો જ્યાં મુલાકાત લેવાનું બનશે ત્ય
તકદીર તારૂં જો સારૂં હશે સાવલીંગા સાથે વિવાહ થશે.

૧૬

મહેતાજી—સાચું કહેને કાણીયા જુઠું ચાલે નહીં,
કોણે તુજને મારીયો કહે પુછું શોગન દઇ;
તું છે કાફર છોકરો લુચ્ચાનો સરદાર,
માર્યા વિનાનો ફાટિયો ચાબુક મારૂં ચાર.
રડમાં રડમાં રાંડના આડા દેમાં હાથ,
ખરે લફંગા બાવરા રોકાયો શા કાજ.

૧૭

કાણીયો—માફ કરોને હે ગુરૂજી દોષ નથી મારો,
પુછો પાઠ સવારનો ખરો કર્યો ધારો;
જ્યારે શીખ તમે દીયો છો તેવારે પલમાંય,
ઘર આગળ જઇને કરૂં છું અભ્યાસ મનમાંય.
રસ્તે રોકાતો નથી હું ઘડીવાર જાણો,
રાત દિવસ અભ્યાસમાં હું રહું છું પરમાણો.

૧૮

મહેતાજી—ત્યારે કેમ ન આવડે બેવકુફ કુંભાર,
શિખવી શિખવીને મુવો પણ તને ન શરમ લગાર;
જાતું તારે આસને બેઠો કરને પાઠ,

સાંજે પુછીશ તુજને ખડી રહે દિન આઠ,
કોણ કોણ રમવા ગયાતા નદી કિનારે આજ,
વઢવાડો કેરું કરી મુરખના શીરતાજ.

૧૯

૧ છોકરો—અમે નથી કાંઇ જાણુતા એ કાણાનું કામ,
એ છે ઝેરી છોકરો સાંધા કર્યાં તમામ.
૨ છોકરો—ચુગલખોર તું કાણીયા ચુગલી કેમ કરે,
મચ્છની સાથે વેર કરીને સમુદ્રમાં ફરે.
મહેતાજી—શું છે તારૂં જોર જડબું ઝાલી મારૂં લાત,
છૂટ તમોને છે ઘણી મન લઢવાની વાત.
૧ છોકરો—તમે કહો તો છો કહો મારો વાર હજાર,
ગડબડ કરતો કાણીયો બોલે વારંવાર.
૨ છોકરો—પંડયા એને વારજો કાણો કલેશ કરે.
સાચી જુઠી વાત તમોને કહેતાં નહીં ડરે.

મહેતાજી— ૨૦

વર્ગમાંહી છોકરાઓ કાં તમે ભમો વાંચો પાઠ કાલનો જે ભણી ગયા તમે। આવ્ય પેલા કાણીઆ તું ઉભો રે ઇયાં સોભચંદ તું અબુધ છેલો રે ત્યાં આવ્ય બીજો હેમચંદ ત્રીજો તું મથુર ચોથો રહે કરમચંદ પાંચમો કપુર છઠ્ઠો બેસ તું હે મુલચંદ મુર્ખ જાણ ગાઓ કવિતા શીખેલી શુદ્ધ-
થી સુજાણ.

૨૧

છોકરાઓ—ગોવિંદ નામ હમેશ કપટ દિલથી પરહરો.
કમળાપતિનું ધ્યાન ધરવા કપટને દુર કરો.
લક્ષ્મીપતિની પ્રેમથી સેવા હમેશાં આદરો.
જીવિત સાર્થક થાય સઘળું વિનતી શ્રવણે ધરો.

પ્રાર્થના કરજે જગત અધળાનું ભલું ભવતારણા.
નરમાશથી અરજી કરૂં ભવ કાપવાની ધારણા.
વસ્તી હમેશાં ગોકુળોમાં રાક્ષસો સંહારવા.
લક્ષ્મીપતિ પ્રગટ્યા તમે ભક્તાદી દેહ ઉધારવા.

૨૨

છોકરીયો—બેની ગાઓરે ગુણ હરીનાં ગરૂઓ.
કરી સ્તુતી ને પાવન થાઓ.
કુડ કપટને દુર કરીને વળી દુષ્ટ જનોથી ડરીને.
બેની આશોરે પ્રભુથી લગની લગાડો.
બેની હળિમળી સંપે રહેજો ઘણી ઇજત વધારી લેજો.
ગુણ લેજોરે કુવાકયને નહીં કેજો.
પતિચરણની સેવા કરજો ધરિ પ્રીતી પરસ્પર રેજો.
પ્રભુ જાણોરે ઇશ્વર રૂપ પ્રમાણો.

૨૩

સહેવંત— પ્રીત તારી દેખી પ્યારા હું ખુશી રહું.
દોસ્તદાર યાર વિના બીજો ના ચહું.
યાર તુ દીલદાર મારો હૈયા કેરો હાર.
દોસ્તી તારી સાથ બાંધી સફળ મારો અવતાર.
રૂપાશાની સાથ લગન કદિ નહીં કરૂં.
ઉપાય એવો સોધીશું પ્યારા હદયે ધરૂં.
સારાસની જોડી શુદ્ધ હું હદયે ધરૂં.
તારાથી વિયોગ થાતાં શિર પટક મરૂં.

સાવલીંગા— ૨૪

પ્રીત પ્રભુરે નિભાવે હે નારી ક્ષણભર અળગી ન રાખું પ્યારી

રાજ કાજ હવે કાંઇ ન સુઝે તલપી રહે જીવ બદન નિહાળી.
જલ રે વિના જેમ મીન રહેનાં તેમ હું જુદો રહું ન ખુશાલી
પરણું તને હું પ્રેમ થકી તો રાખું તને પછી હૃદયમાં ચાંપી.
ખુશ રહે મદમાતી હે આલી મુખ બતાવ લજ્જા હવે ત્યાગી.

સાવલીંગા } ૨૫
સાહેલીઓ } દામોદરરે દયાલ (૨) એક ભરૂંસો તાહરો.

અબળા તણોરે ઇશ્વરા એક તુંજ આધાર. (૨)
દંપતી સુખ દયાનીધી કરજે સફળ સંસાર. (૨)
જોર નથીરે અબળા તણું જ્યાં દોરે ત્યાં જાય.
સ્વયંવર રીત છુપી ગઇ જેથી દુઃખ ના વેઠાય (૨)
એવો વખત કયારે આવશે ફરિને યદુરાય.
મન પસંદ વર શોધવા છુટ સઘળે અપાય (૨)

૨૬

ગુરૂ ગોવિંદના ગુણ ગાઓ પાવન થાઓરે.
નહિં નીતીનો કરશો ભંગ હરિગુણ ગાઓરે.
ધરો ધ્યાન તજી અભિમાન પ્રભુપદ પામોરે.
ગુણ હરિના હૈડામાંય હમેશાં જાણોરે.
સતી નારી તણા સુચરિત્ર ગાઓ ગીતેરે.
મન રાખો અતિ ગંભીર સ્નેહની રીતેરે.
નથી સાચો સમધી સંસાર સ્વારથી જાણોરે.
કરી નિશ્ચય મનમાં એક હરિ પરમાણોરે.

સહેવંત— ૨૭

મારી દીલોજાન સાવલીંગારે પ્યારી,
હું આધિન તાહરે મૃગ શી હે નારી.

આ બદન તાહરૂં નિહાળીરે નારી,
ઇશ્કમાં આધીન છું મારી તેં કટારી.
રાજ્યપાટ છોડીયું દેખીનેરે આલી,
જખમીરે થયોછું હવે કર ન ખુવારી.
લગ્ન તારી સાથ થવા દીલ વીચારી,
મુરાદ પાર પાડવા રહું છું મુરારી.

સાવલીંગા— ૨૮

હો રસીલા કંથ છું આધિન તમારી,
આપના વિના ન વરૂં ટેક હમારી.
ચેન પડે નાહીં વિના આપના જરૂર,
રાત દિન લાગી રહે લગની ખસુસ.
ઇશ દયાળુરે લાજ રાખે હમારી,
તો વરી ચુકી છે આજ દાસી તમારી.

વાલીઓ— ૨૯

હું તો છઊં વાલીયો વાણુંદરે મારૂં નામ વાલીયો વાણુંદ.
સાચું કહું તો માર્યો જાઉં ખોટું કહે દુઃખ થાય.
તમે જો કોપો કુંવર સદેવંત કુળ મારૂં છેદાય.
પેટમાં રાખો વાત મારી તો જલદીથી કેવાય.
ઢાંક પછેડા રાખજોરે આતો નખ રૂડા કહેવાય.
પદમાશાની બેટી સાવળીંગા તેના છે આ નખ.
હુના મારીતો લાવી હેતેથી આપને માટે વસ્ત.
આપને માટે કેવું ગોત્યું છે હું છું તમારો દોસ્ત.
આવાં આવાં તો હજાર બતાવું રાજા છોડો રોશ.
પણ રાજાજી પાસે રાખો નોકરી આપો સાર.

કાંતો જગ્યા કામદારની આપો કાંતો બનું ફોજદાર.
જવા દીયો એ નથી જોતું હું તો બનું કોટવાલ.
ગામ બધાને તોબા ભણાવું જો જો મારો ખ્યાલ.

સદેવંત— ૩૦

સાવલિંગા વીયોગથી ઝુરી ઝુરી મરૂં અહીં.
શું પૂર્વ જન્મ પાપ તો નડે મને ઘડી તહીં.
નિશાળ માંહી કાણીયો મ્હેલમાં રાણી નડી.
શું પ્રેત નવદેરીયેં નડયો મને ઘડી ઘડી.
હવે નિરાશ તો થયો ગયો ન જીવ આ સમે.
પ્રીયા પ્રીયા હું સ્વપ્નમાં બહુ બહુ બુધ્ધિ ભમે.
રસીલી મુખ તાહરૂં બતાવ્ય દોસ્તદારને.
નિભાવ પ્રીત પૂર્વની ઉગારને આ યારને.

હવીંગા— ૩૧

સદેવંત કુમાર પ્યારા સાવધ થાઓ સુજાણ.
ઘેલારે જેવા કેમ થયાછો ભાન નથીરે લગાર.
સાવલિંગાના વિયોગ દુઃખે ભમીયું ચીન્ત અપાર.
પ્રેમ પત્રીકા માશુક કેરી લાવી તમારે કાજ.
આશક ઉઠો આળશ છોડી મ્હેલ હમારે આજ.
હર્ષ ભરેલી પ્યારી તમારી રાહ જુવે છે એકાંત.
વાર કરોમાં વલ્લભ પ્યારા આવીને કરજો શાન્ત.

૩૨

રાજા માશુકે બોલાવ્યા ઉઠો ભાવ ધરીરે.
હું આવીછું બાલાવવાને પ્રીતે કરૂં પુકાર.
પત્રિકા છે સાવલીંગાની વાંચી કરો વિચાર.

નામ તમારૂં નિશદીન જપતી રહે સદા ઉદાસ.
પરવશ બાઇ હમારીને આવી કરો હુલાસ.
ઘડિ ઘડિમાં ઝબકી ઉઠે નાવે નીંદ લગાર.
પ્યારા મારા દોસ્ત સહેવંત આવીને ઉગાર.
જેવી દશા તમારી આંહી તેવી તેની જાણુરે.
આપ વિયોગે કાયા પાડે માનો ચતુર સુજાણુ.

સહેવંત— ૩૩

અરે મારી પ્યારીની લખેલ પત્રીકા બાળી.
દાસી તું લવીંગા મારી લે ઇનામ હારને.
બતાવ રાહ પ્યારીની નીભાવ દોસ્તદારને.
વાંચીયેરે શાણી દાસી શું લખ્યું છે આ સ્થળે
આવવા તૈયારછું સાવલીંગા પાસે ખરે.

૩૪

તુજ વિયોગથી દિલદાર છું દુઃખી વીના હું તારા.
હું અબળાનેરે ઉગારો દઇ દરશન મુજને તારો.
છો સર્વ રૂપ ગુણ સારા.
જેમ ચંદ્ર અને ચકોર વળી મેઘ અને જેમ મોર.
લાગી છે લગની અપાર.
હે મનહર મુર્તી તારૂં ઘડી એક ન હેત વિસારૂં.
મળવા દિલ હર્ષ અપાર.

સાવલીંગા— ૩૫

આવ્યો નહીં યાર મારો વાર બહુ થઇ.
દાસી તો લવીંગા મારી રોકાઇ રહી.
પ્રીત તો પીયુની દિલ ખટકી રહી.

ચટકી લાગી છે ચિત્તમાં મુજને સહી.
વાટ જોઉં વાલમાંની વીગત કરી.
બેસારૂં હું પાસ મારી સ્નેહ આદરી.

૩૬

પ્રિયા તારા વિના ક્ષણવાર લાગે છે હર્ષ હજાર.
વીરહીને ન પડે ચેન રહું સાવલીંગા દિન રેન.
મન મળવા તલખે અપાર
આ દાસી લવીંગા આવી પત્રીકા એ પ્રેમની લાવી.
વાંચી મન થયો હુલાસ.
સુખ સંસારનું છે પ્યારી દુઃખ વિસારવાની બારી.
તે જાણે રસિક નર નાર.

૩૭

આવોને પ્રીતમ રમિયે રંગે સુખ મળે તમ સંગેરે.
રાહ તમારી જોઉં છું રસીયા દિલ હમારે તો વસીયારે.
પરવશ દેહ હમારોરે જાણો કામ વિછુથી તન ડશીરે.
ઝેરી મદન તો સર્પ થઇને ડસવા લાગ્યો છે તનમાંરે.
મોહન ગારડી આજે બનીને ઝેર ઉતારોને ક્ષણમાંરે.

સહેવંત—

૩૮

ચંચલ નારી ચતુરાંરે પ્યારી પ્રીતે પરવશ છું ધારીરે.
જલને રે મિન રહે જેમ સાથે પ્રિત આપની પરમાણો રે.
દેહ ફક્ત છે જુદારે રંભા એક જીવ છે મન જાણોરે.
દૈવે આ સુખ આજ મેળવીયું જોડિ કરી સરખા સરખીરે.
છોનેરે દુનિયા નિંદા કરતી પ્રિત પરસ્પરની નીરખીરે.

સાવલીંગા—

૩૯

પ્રીતમ તાહરી પ્રીતને સંભાળી, મનમાં જાણી લઉં પ્રમાણીરે.

ગુણ વખાણી, પ્રેમ પ્રાણી. નેત્રમાં નિહાળીરે.
મોહન માહરા છું તમારી દાસીરે ચંચલ નાર વાર વાર.
કરૂં પોકાર ચાર ચાર ન દીયો વિસારીરે.

સદેવંત— ૪૦

સુંદરી સાવલીંગા પ્યારી સુંદરી સાવલીંગા પ્યારી.
મારી કટારી પ્યારી મુજને ઘાયલ કરનારી.
કેશરી કટી ગૌર રંગે નેત્ર ખંજન પક્ષી સંગે,
અધર પરવાલા દંત છકેલી કુસુમા શુદ્ધ સંગે.
હશે ભાવી જે તે થાવું લગ્ન કીધા વીણ નહીં જાઉં.
મારે માટે બ્રહ્માએ તું રત્નજ નિપજાવ્યું.

સાવલીંગા— ૪૧

હું વરી ચુકિછું આપને ભુપાલ નહી વણીક સાથ લગ્ન તો થનાર.
રૂપાશાની સાથ હું નહીં જનાર.
પતિ આપને પ્રભુ કરી પ્રમાણું પુરૂષ અન્યને હું તાત ભાત જાણું.
રતીના વિલાસમાં તને વખાણું.
કરે પૂર્ણ ઇચ્છા એંબિકા હમારી ઇચ્છું જન્મ જન્મ આપ સાથયારી
થઇ દાસી સેવના કરૂં તમારી.

સદેવંત— ૪૨

શાણી રાણી સાંભળો વખત ઘણેરો જાય.
રજા મને આપ તું છુપી રીતે જવાય.
પાટમદે રાણી માહરી બેઠી જોશે વાટ.
વાત છુપી તે જાણશે તો થાશે મોટી હાણ.
કાલ સવારે બાગમાં મળશું પ્રેમ ધરી.
આ વખતે તો ઉઠશું રામા રંગ ભરી.

સાવલીંગા— ૪૩

બેઠા જીરે જનાબશા નવ ઉતાવળ કરશો.
દુનિયાં છોને જાણતી પણ તેથી નહી ડરશો.
દુશ્મન ભલે હજાર બલકે લાખો વાત કરે.
ઇશ્ક તણા તો ફંદમાં પડીયો નાહીં ડરે.
ઇશ્વર સાક્ષી આપણો વરીયાં છી એકાંત.
અસલ સ્વયંવર રીત પ્રમાણે ભાંગી મનની ભ્રાંત.

સદેવંત— ૪૪

ચતુર કામની વિલંબ ના કરે આપ રજા મુજને ખુશિ થકી ખરે
ઘણો વખ્ત રોકાયાથી વિઘ્ન થશે મન જાણ.
ગોર તણી વાડીમાં મળશું કાલે દીન પ્રમાણ.
હાથ ન છોડે કેમ હઠીલી હરદમ છોકર વાદ.
નાર તણી તો મતિ પેનિયે કહું છું વારંવાર.

સાવલીંગા— ૪૫

સોગનથી કહો કયારે આવશો આ તમારી પ્યારીને હરે
નિભાવશો.
જાઓ કહું તો જીભ કપાયે રહો કહયે ઉતપાત.
મરજી માફક કરજો પ્યારા કહું છું જોડી હાથ.
ગોર તણી વાડીમાં મળશું પ્રીતે પ્રેમી કંથ.
જાત જાતના પકવાનોને રાંધી લાવું સંગ.

જાનની સ્ત્રીઓ— ૪૬

રૂપાશાને પરણાવાને અમે જાશું રે.
ભલી ભાતે ગીતજ રૂડાં ગાશું રે.
ધન્ય ઘડી ધન્ય દિવસ ને કાજરે.

રૂપાશા તો પરણવા આવ્યા આજરે.
પદમાશાની બેટી સાવળીંગા કુડીરે.
તેની મા તો દીસે જગતમાં કુડીરે.
પદમાશા તો જાન દેખીને ડરીયોરે.
ગાંડો ઘેલો થઇને સો આગળ ફરીયોરે.
ઠરમાં કરમાં નફટ તે રે અધુધરે.
જાનને દેખી તારી તો ગઇ શુધ્ધરે.

સદેવંત— ૪૭

સાવલીંગાને વચને કરીને આવ્યો આંહી હું ભાવ ધરીને,
નારી તણો વિશ્વાસ ન કરીયેં કર્મ વ્યભિચાર કરતાં ડરીયે.
મેં ખોઇ લાજ જગમાં પીતાની લજવી કુંખ ખરે જનેતાની
સાવલિંગાને હવે ન બોલાવું મોહ વિષે તો હવે ન ફસાવું.

૪૮

તારો કરૂં નહિં કદી વિશ્વાસ કામણગારી કામનીરે.
તેં તો બધી વાતે કિધો છે નિરાશ ભોળવ્ય નહિં ભામનીરે.
હું તો ભટકી મરૂં છું તારે કાજ,
ખોઇ બાપદાદા કેરી મેં તો લાજ,
તારી ખાતર છોડયું છે રાજ્ય પાટ.
વળી રાત દીન જોઉં છું વાટ,
તું તો ફંદમાં ફસાવી દુર જાય,
તારા વીના જીવ મારો ગભરાય,
તારી દોસ્તીમાં ન મળીયું સુખ,
આતો ઉલટું થયું છે મને દુઃખ.

સાવલીંગા—　　　　４૯

વેલી આવતી હતી મારા યાર તારા વીના ન ચેન પડેરે.
પણ ભાભી મારી નડી વારંવાર ઉપાય બીજો નહીં જડેરે
ત્યાંથી મુસિબતે છુટી ચાલી વાટ.
ત્યારે રસ્તે મળ્યો સાહેલીનો સાથ.
પછી ઉતાવળી ચાલી ત્યારે કંથ,
પણ ભુલી પડી જડયો નહીં પંથ,
એક ગોવાળીયો મળ્યો કુપેલે તીર,
તેણે ઘણી રીતે દીધી મને ધીર,
જેમ તેમ કરી પહોંચી તારી પાસ,
તોય આપે કરી છેવટે નિરાશ.
હું તો હારી હારી હારી ભરથાર.
પણ ઉઠો જમો કરોને વિહાર.

૫૦

પ્રીતમ હવે રીસ ન કરીયે લગાર,
ઝાઝું શું કહું વાલમા થાકી હું બહુ વાર.
તોયે રીસ ન ઉતરી મરવા થઇછું તૈયાર,
મારો પિતા છે શેઠિયો તેની મુકી લાજ.
આવી સર્વે દેખતાં તોયે દયા ન લગાર.
ઉઠો જમીયે આપણે હર્ષ ધરીને મન,
હું છું દાસી તમ તણી, સોંપ્યું તન મન ધન,
નહિં માનો તો હું હવે, કુવે પડું ભરથાર,
પછી તમે રાજી થજો, સાવલીંગા મળશે હજાર."

૫૧

માન્ય કહ્યું માન્ય કહ્યું યાર માહરા, છોડને વિચાર હવે આ નઠારા.

વટલી હું વણિક જાત નાથ વિચારો, લાજ માત તાતની ન જાણું
દીલ ધારો.
એગુને ન મારીયેં આ દાસી તમારી, મરૂં છું આપના દુઃખે યારી
ને ધિઃકારી.

૫૨

ફંદમાં નવ પડશો યારી નારીને નરને કહું વારી.
ઇશ્ક તણી છે વાત નઠારી કહું છું ધિઃકારી.
પ્રીત તો પ્રથમ સારી લાગે પાછળે પસ્તાવો જાગે.
જાય જગતમાં લાજ ફજેતી થકી કુળ લાજે.
વિચારો હાની જાણી તનમાં નીચની યારીથી મનમાં.
સંગત જેવી અસર થશે ને હાની થસે ધનમાં.
બાપ દાદાનું નામ જાશે પેઢીયો સાતે લજવાશે.
લોક વગોવશે વાટે ઘાટે શત્રુ રાજી થાશે.
ફજેતી પુર્ણ થઇ મારી, સદેવંત સાથ કરી યારી,
મુજ તણો આ પુર્ણ દાખલો જો જો વિચારી.

૫૩

સદેવંત—જા નહિં હે નારી પ્યારી હું આધીનછું તારી, પ્રીતીમાં
હું પરાધીન પ્રીય છું.
સાવલીંગા—છોડ છેડો માહરો તું નફટ નમેરી પ્રીત બળો તો
હરી તું દીલ તણો ઝેરી.
માત તાતની મેં આજ લાજ પરહરી, વટલી વાણિ-
યાણી હું પ્રીતીમાં તાહરી.
સદેવંત—માફ કરો માફ કરો ોધ ના ધરો, ભુલીયો હજાર
વાર રોષ પરહરો.

સાવસીંગા—ભોળી જાણી ભોળવી છે પાપી મુજને, કપટીને
કુટિલ ઓળખ્યો છે તુજને.
તાહરો ભરસો હું કરૂં નહીં લગાર, ક્રોધીને રીસાળ
તું થયો છે રે ગમાર.

જાનની સ્ત્રીઓ— ૫૪

તું તો મોકલ વેવાઇ હાથીડા, બેશી આવેછે વરજીના સાથીડા,
આવે આવેરે (૨) વાસુદેવનો નંદ, પુનમ કેરો ચંદ્ર,
દીવાકેરી જોત, દિવાકેરી વરધ કે બાઇ બાઇરે અજવાળારે.
તું તો મોકલ વેવાઇ વેલડીયું, બેસી આવેછે વરજીની બેનડીયું
આવે આવેરે (૨) વાસુદેવનો નંદ, પુનમ કેરો ચંદ્ર,
દીવા કેરી જોત, દિવા કેરી વરધ, કે બાઇ બાઇરે અજવાળાંરે

૫૫

દુધેતો ભરીરે તલાવડી માતીડે બાંધી પાર.
માધવ ધુવે ધોતીયાં રૂક્ષ્મણી પાણીની હાર.
હળવાં તે ધોજો માધવ ધોતીયાં, ભીંજાશે અમારાં ચીર.
અમ ઘેર દાદોજી રીસાળવા, માતાને ચડશે રીસ.
નહિં તારો દાદોજી રીસાળવા, નહીં ચડે માતાને રીસ,
આપણુ બે વળી પરણશું, વૈશાક મહીના માંહય.

૫૬

રતનાળી સીતાજીએ વેણુજ છોડી.
શેષનાગ કલંકી આગળ જોડી.
માવડી કહે એ વર કાંકણુ કેરો.
સુડલો રતનાળો બાજુબંધ નેરો.

માંડવાની સ્ત્રાઓ— ૫૭

લાડો લાડી જમેરે કંસાર, લાડાનો બાપ ટળવળેરે
દીકરા મને આંગળી ચટાડય, કંસાર કેવો ગળ્યો લાગેરે.
એના બાપ પરણ્યોછું કે નાય, કંસાર કેમ વીસરેરે.
બાપે લીધો ઉંદરડાનો વેશ, પડયો હાણો વીણી લીધોરે.

૫૮

ધડીંગ ધડીંગરે ઢોલીડા વાગે છે,
અમારે પદમાશા મોળીયે વરશે છે.
પેલા મોતીશાના ચિંથરાં ઉતરાવે છે.
એનાં બાળપણનાં બાળોતીયાં ઉતરાવે છે.
અમારે મોંઘી વઉ સાડલે વરસે છે.
પેલી ઝમકુતા ચિંથરાં ઉતરાવે છે.
એના બાળપણનાં બાળોતિયાં ઉતરાવે છે.

જાનની સ્ત્રીઓ— ૫૯

સોનાનું સુરેકડું'ને વાયે ઉડયું જાયરે.
પદમા તારૂં નાક વઢાણું જાન ભુખી જાયરે
ગોંય સુવાર્યાં ભુખે માર્યાં ચાંચડીએ ચટકાવ્યાંરે.
લાડવાના બટકાં સારૂ ખરે બપોરે કાઢયાંરે.

સાવલીંગા— ૬૦

તમે રૂપાશાજી શેઠ હવે હારી ગયારે.
પાંચ ચારને નવ પહેલા હતા ખરા પોબાર.
પછી આવ્યો છક્કો અને પાછળ પડયા અઢાર.
બાઇ મારી સાવલીંગાના પહેલા પડયા પંદર.
સાંબો દાઉ એક અઢારનો ને પછી થયા સતર.
પાસાની બાજીને રમતાં જુઠી સાચી વાત.
શેઠ તમારો તોલ ઘટે છે માનો મારી વાત.

રૂપાશા— ૬૧

લવરી કરમાં દાસી ઝાઝી, શું તું જાણે આજ,
સાચાને તું જુઠો કહેતાં કેમ ન આવે લાજ.
દાસી તું છે વેવલી ને જુઠા બોલ કહે,
સાવલીંગાનો પક્ષ કરીને મારૂં હૃદય દહે.

સાવલીંગા— ૬૨

માર' નામ ન દેશો વહાલા વેવલી કરવા વાત.
દાસીને નહીં પાછી પાડો કે છે સાચી વાત.
આમ રમતમાં ખોટું બોલી કરવા બેઠા જંગ.
રીસ ચડે છે મુને ઘણી કરો રમતને બંધ.

લવીંગા— ૬૩

રીસ ન કરો બાઇ મારી, કહું છું લાગી પાયરે.
રૂપાશા તો હવે ન બોલે જુઠી વાત જરાય.
તમે કહ્યું તું માતા મંદીરે પુજન કરવા કાજ,
ધુપ દીપને પુષ્પ લઇને જાઓ થાયે વાર,
અંધારી છે રાત અને વળી વખત ઘણેરો થાય,
માટે જલદી માતાજીને લાગો જઇને પાય.

સદેવંત— ૬૪

અહો અંબીકે માત હમારી ગુણવંતી હે અવની પાલ.
ધર્મ ધુરંધર મ્હેર કરોને ક્ષત્રી પુત્રની આજ કૃપાલ.
આપતણું તો નામ સાંભળી આ૦ગો જંગલ છોડી ખેદ.
માશુક મારી સાવલીગાને મળવા માટે ધરી ઉમેદ.
ઘણા દિવસથી હું તલકુ છું માતુ દયા દીલમાં ધારો,
આપ તરફથી આશ્રય માગું એ અરજી ઉર સ્વીકારો.
તારી પાસે કર જોડીને સદેવંત માગે વરદાન.
જય જય પામો સિંહવાહની પૃથ્વીમાં અદકેરૂં માન.

સાવલીંગા— ૬૫

હે રાજ્યવંશી પ્રીતથી ઉઘાડો દ્વાર આ સમે.
ડરી મરૂં છું આ સમે અંધારી રેનમાં પ્રીયે.

કપટી છોડ મસ્કરી ન આવે દીલ કાં દયા.
જયરે જીવ માહરો રડી રડી આ રાનમાં,
ખમાય નાંહી દુઃખ આ સુણો ન તોય સાનમાં

૬૬

અરર શું કરૂં પ્રાણના પતી ઉંઘમાં પડયા બાનના રતી.
અતિ ઉમેદથી આવી હું ઇહાં પ્રાણના પતી આપ છો જહાં.
અરથ ના સર્યો ખેદ તો થયો અરર જન્મ તો વ્યર્થરે ગયો;
પ્રિય પતી હવે જાવું સાસરે, પણ હું વાલમા આપ આશરે.

૬૭

દોસ્ત સદેવંજીરે તમે આશું કર્યું
આ વખતે તોભાન નથી લગારજો.
હું અબળા સાવલીંગા રડતી રાનમાં
તોય ન ઉઠો કાં નવ બોલો યારજો.
કાલ સવારે જાવું મારે સાસરે
એ બાબતમાં હુંથી નના પડાયજો
પણ કુંવારી રહી છું આપજ કારણે.
માટે જલદી ચંપક પુરમાં આવજો
વહેલા વહેલા ચંપક પુરમાં આવજો
રાહ તમારી જોશું તે દીન ચાર જો
છેવટ કાયા પાડીશું ક્ષણ વારમાં
તે હત્યાનો આપ તણે શીર ભારજો.

૬૮

સદેવંત—હે વરદાયની માતુ હમારી કરજોડી કરૂં સ્તુતી તમારી.
હું છું શરણે માતુ તમારે રક્ષક તુજ વિના નાહીં હમારે.

પૂર્વ જન્મનાં પાપ નડે છે સાવલીંગાથી વિયોગ રહે છે.
માટે ભવાની શ્રાપ નિવારો લગ્ન પ્રીયા મુજ સંગ કરાવો.

૬૯

**સદેવંત**—પડયો છું ફંદમાં પ્રીયાના પ્રેમ પાસથી.
કર્યો છે ત્યાગ રાજયનો સાવલીંગા આશથી
અહાં હું આવીયો છું માત તાત છોડીને
ચંપા નગરીમાં પ્રીયા પીછાંડી દોડીને
મીલાપ સાવલીંગા નારીનો હવે તો થાઓ
નહીંતો પ્રાણ માહરા ખુશીથી ઇશ જાઓ.
આ બાગમાં જરા ખુશીથી શાન્તી હું ધરૂં
પછી પ્રીયાની શોધમાં નિશ્વાસમે ફરૂં

૭૦

**કનકાવતી**—રમ્ય બાગ છે દીલ હર્ષ કારીરે, શોભા સારી, વારીવારી.
હર્ષ ધારી, દીલવિચારી, હું રહી નિહાળીરે.
દાસી માલતી, માલતી નિહાળીરે. ધરી ઉમંગ આ પ્રસંગ.
જેમ પતંગ, દીપસંગ, પ્રીતથી ફસાઇરે.
જગત સુખ તો પતિતણું પ્રીયાનેરે, પ્રેમ પાસ, બાંધી આસ.
કરી વિલાસ, મન હુલાસ, હર્ષ ઉર ધારીરે.

૭૧

**માલતી**—અહો રાજયવંશી રૂપગુણના ભંડાર.
નમન કરી આપને હું પુછવા તયાર.
કોણ દેશથી પધાર્યા એકલા વિદેશ.
મૂળ સ્થાન આપનું કહોને ભૂપતી કૃપાલ.
અહીં આવવાનો હેતુ જાણીએ દયાલ.

અહીં રાજ્ય વિરમદે કરે છે ભૂપ ન્યાઇ.
તેની પુત્રી કનકાવતી ગુણુ શીલબાઇ.
આપરૂપ દેખી મોહમાં પડીઅરે.
છે કુંવારી આપ સાથ પરણુશે ખરે.
માટે આપો વચન માગું તે કરી કબુલ.
આપ વિના પ્રાણુ છોડે માનજો ખસુસ.

૭૨

સદેવંત—દાસી તું કહેછે તે સર્વ કબુલ રાખું
(પણ) સાવલીંગા, નારી મીલાવે તો લગન દાખું.
સાવલીંગાનો મીલાપ જો તમોથી થાય.
કનકાવતી પરણુવાનું વચન તો અપાય.

કનકાવતી—

૭૩

પ્રાણુનાથ આપને હું આજથી વરી,
દાસી જનમ જનમની હું આપની ખરી.
સાવલીંગા બેનપણી મારી છે અરે,
આપ વિના તલખી મરે માનીયેં ખરે.
માટે કરો દુર ચીંતા નાથ પરહરો.
વચન છે આ માહરૂ સાવલીંગાને વરો.
મૂજ તાત વીરમદેને આ ખબર કરૂં.
સર્વ સભા દેખતાં સ્વયંવરે વરૂં.

૭૪

પ્રાણુનાથ મારી અરજ સુણુજો જરી,
સાવલિંગા બનપણી મારી છે ખરી.
પાર પાડશે મુરાદ આપણી હરી,

પામી........સ્વામી........નામી.
ગુણગામી મુજ સ્વામી પ્રણુમામી.
હું........ફરી........ફરી.

સાવલીંગા— ૭૫

પ્રીતમ પ્રેમથી છે સુખી આ નારીરે, વારી વારી હું બલિહારી,
શોભા સારી, છે રૂપાળી, કાન્તી આપ સારીરે.
મન હુલાસ છે આપ સાથ આવીરે, ભાવી થાવી, જે થવાની
તેજ આવી, મેં સમાવી, છે હુલાસ ભારીરે,

કનકાવતી— ૭૬

ગુણનિધાન છો, ચતુર કંથ ભારીરે, ધારી ધારી, મન વિચારી,
સુખ સંભાળી, રહું નિહાળી, આપની આભારીરે.
મુજ પીતાજીને, જઇ કહું હું આજેરે, લગ્ન વાત, કહીશું તાત,
ભ્રાત માત, સહુ સંગાથ, વરમાળા સંભાળીરે.

સાવલીંગા }
કનકાવતી } ૭૭

હે પ્રાણનાથ આધિન તમારે રેશું,
કરી ખુશી તમોને રાત દીવસ સુખ લેશું.

કનકાવતી—આ મુજ પ્રાય બેન સાવલીંગા છે શાણી.
તેને જાણો મુજ પ્રાણપતી પટરાણી.

બંન્ને......રહેશું સંપીને અમે કલેશ નહીં કરશું,
વળી પ્રીતમ તમ સંગાથ સ્નેહથી ફરશું,
ધન્ય ભાગ્ય હમારાં સદેવંતજી શાણા,
આખર ઇશ્વરની કૃપા થઇ મહારાણા.
જય જય પામો ગુણવાન પતી મુજ પ્યારા,

રહો ચીરનજીવ ભુપાલ ન્યાય ધરનારા.

લવીંગા— ૭૮

પરણી રૂપાશાની સાથ હું તો ભાવ ધરીરે
જો જુઠું હું કહેતી હુંતો ઇશ્વર લીયે સંભાળ.
બ્રહ્મહત્યાદી પાપ મારે શીરે લઉં ભુપાલ.
જય જય થાજો વીરમદેવજી જગમાં તારૂં નામ,
અબલાની તું વારે ચડીયો કર્યું હમારૂં કામ.
અવિચળ રહેજો નામ તમારૂં વિરદેવ ભુપાલ,
ક્રોડ વરસની આયુષ્ય થાજો ગુણ તણા ભંડાર.

સાવલીંગા — ૭૯

નૃપતી વીરમદેવ સાંભળો વિગતે મુજ વૃતાંત,
લગ્ન થયું છે માહરૂં સદેવંતની સાથ.
પ્રીત પરસ્પર પ્રેમથી બંધાણી છે ખરી,
અન્ય પુરૂષ ભાઇ બાપ છે જાણો પુત્રી તમારી.
કનકાવતી પ્રીય બેન તું કરજે સર્વ વિસ્તાર.
સહાય નથી તુજ વીણ કો એક તારો આધાર,
પૂત્રી તમારીને પૂછતાં સંસય ટળશે હે ભાત,
લગ્ન થયું છેરે દાસીનું રૂપાશાની સાથ.

કનકાવતી— ૮૦

સત્ય કહે છે તું બેનડી સાવલીંગા સુજાણ,
મનની ઇચ્છારે પૂરી થશે નક્કી દીલ પ્રમાણ.
ગભરા નહીં ગુણવંતી તું ચીતાં કરને દુર,
છોડું નહીં હું તુજને બેની જાણે જરૂર.
સત્ય સહુનું પ્રગટ હવે થાશે સિદ્ધ સુકાજ,
રાજ સદેવંત સાથ તો સોંપીશું તને આજ.

૮૧

સાવલીંગા—સુણો વીરમદે ભૂપાલ એ છે વાત ખરીરે.
સાત જનમ તો વીયોગ્ય વેઠયો સાવલીંગા. સુજાણ.
પશુ પતીનો શ્રાપજ મટીયો આજે તે પ્રમાણ.
દુઃખ અતિશે અમને પડીયું પહેલા ભવનાં પાપ.
અણુજાણ્યા અપરાધ કર્યાથી શીવે દીધો શ્રાપ.
બ્રાહ્મણને વળી બ્રાહ્મણી જનમ્યા, પેલો એ અવતાર.
બીજે જનમે ચકલા ચકલી, થયા અમે સરકાર.
ત્રીજે જનમે મયુરતણી, જાતીમાં પામ્યા દુઃખ.
હંસ અને હંસણી જનમ્યા, તોએ ન મળીયું સુખ.
જનમ પાંચમો હરણ અને વળી હરણી તે પરમાણ.
છઠે જનમે વાનર જાતી, પ્રગટ થયા ગુણખાણ.
આ વખતે તો સાવલીંગાને સદેવંત ભુપાલ.
એવી રીતે સાત જનમમાં હમે થયાં બેહાલ.
શંભુ શ્રાપ મટાડયો આપે, એ માનું ઉપકાર
જનમ જનમમાં સદેવંતજી માગું હું ભરથાર.

૮૨

દાસીયો—ચાલ પ્રિયે સખિ જો આ મંડપ રાચી રહી રચના કેવી.
નયન થકી જોતા ઉપજે છે ઉપમાં ઇન્દ્ર ભૂવન જેવી.
અગણીત સ્થંભ રચ્યા આરસનાં મણીમય કામ કર્યું.
તેમાં.
સૂર્ય પ્રભાથી શોભી રહ્યા છે કોટી પ્રતિ બિંમ્બો જેમાં.
આ સહુ રચના કીધી તાતે શાણી તુજ સ્વયંવર કાજ.
ચાલ હવે આસન પર જઇયે. બેઠાં જોઇએ સુરા સમાંજ.

૮૩

આનંદ દીન આજ સખી રોપે વરમાલ.
સત્વર ચાલને સજની મારી કર નહીં તું વાર.
આશા પુરણ આપણી થઇ માન્ય પ્રભુનો પાડ.
શુભ વિદ્યા ગુણ રત્નથી શોભિત અજિત રૂપ અપાર.
ઉગ્રભાગી તું આલી મારી પામીએ ભરથાર.

૮૪

તમામપાત્રો—અર્જ આ સ્વદેશી બંધુઓ સ્વીકારશો.
કીજીએ પ્રણામ ખુબ ખાંતથી અમે.
ભૂ......લ...ચુ......ક......ઉરે ન ધારશો.
સુજ્ઞ આ સમાજ પાસ માફ માંગીએ.
આ..... શ્રય...આ......પી ફરી પધારશો.
તસ્દીને કસુરની ક્ષમા કરી ખરી.
સુ......ર......સ......વં કૃપા કરી વધારશો.

# સમાપ્ત